# મહાત્માં ગાંધીજીના વચનામૃત. ૧૫



'મુકુલ' શંકરલાલ 'ગુલાબાંદા'..

અમદાવાદ.

# ગાંધીજીનાં વચનામૃત.



લેખકઃ—

મોહનલાલ કરમચંદ ગાંધી.

અમદાવાદ.



સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્તા.

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.



સંવત ૧૯૭૮. સને ૧૯૨૧.

આવૃત્તી. ૧ લી પ્રત ૩૦૦૦.



કીંમત રૂ. ૦—૨—૦

# ગાંધીજીનાં વચનામૃત.



### નિષ્કામ સેવા.

પ્રજા ઉપર કામની કાયમની છાપ રહે એવું કરવું હોય તો, ગોખલેજીના શબ્દોમાં, કામ કરનાર માણસે તે કામને માટે પોતાનું જીવન સમજવું જોઈએ. આવા કામ કરનારા લાવો, અને હું ખાત્રી આપું છું કે દેશ જે દુઃખોથી પીડાઇ રહ્યો છે તેમાંથી તેઓ તેને મુક્ત કરશે.

### ધાર્મિક વૃત્તિની જરૂર.

મ્હેં આ જીવનના સૂત્ર તરીકે સ્વીકાર્યું છે કે જ્યાં સુધી તેને ( માણસને ) ધાર્મિક ટેકો નહિ હોય, ત્યાં સુધી કોઈપણ માણસ, પછી તે ગમે તેટલો મોટો હોય, તોપણ, તેણે કરેલું કોઇપણ કાર્ય વાસ્તવિક રીતે ફલીભૂત નહિ થાય.

### સ્ત્રીઓની સ્થિતી.

સ્ત્રીઓને ઢીંગલીઓ કે ગુલામ ગણવાથી આખો સમાજ પક્ષઘાતનો ભોગ થઈ પડે આ બાબત સુધારકને હું એક સૂચના કરવાની હીંમત કરું છું કે કેળવણી આપીને આપણે સ્ત્રીને સ્વતંત્ર બનાવી શકવાના નથી; પરંતુ પુરૂષની તેના પ્રત્યેની દૃષ્ટિમાં અને તદનુસાર વર્તનમાં ફેરફાર થવાની જરૂર છે. કેળવણી જરૂરની છે, પણ

તે સ્વતંત્રતા મળ્યા પછી. આપણી સ્ત્રીઓને તેમના યોગ્ય પદે ચઢાવવા માટે તેમને અક્ષરજ્ઞાન મળી રહે ત્યા સુધી બેસી રહેવું પાલવે તેમ નથી. અક્ષરજ્ઞાન વિના આપણી સ્ત્રીઓ પૃથ્વીના પડ ઉપરની કોઈપણ સ્ત્રીઓના જેટલી જ સંસ્કારી છે.

## સ્ત્રીકેળવણી.

જ્યાં સ્ત્રીઓને તાર માસ્તરનું કે ટાઈપીસ્ટનું કે બીજાં ગોઠવવાનું કામ કરવું પડે ત્યાં સુવ્યવસ્થાનો ભંગ થયેલો હોવો જોઇએ. તે પ્રજાએ પોતાની શક્તિનું દેવાળું કાઢયું છે; તે પ્રજા પોતાની થાપણ ઉપર રહેવા લાગી છે એવી મારી માન્યતા છે.

આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોયણ મટી આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખદુઃખની ભાગીયણ ન બને ત્યાં આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે.

## સ્ત્રીઓની થયેલી પૂજા.

વિષયાંધ થઇ આપણામાંના કેટલાક સ્ત્રીને ઢીંગલી દેવી ગણી તેની પૂજા કરે છે, ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવીન આભૂષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે. આ પૂજા દોષમાંથી પણ નીકળી જવું જોઇએ.

## આપણા ઉદ્ધારનો આધાર.

આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ટીમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણા શક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે. ત્યારેજ આપણો ઉદ્ધાર સંભવે છે; તે પહેલાં નહિં.

## સ્ત્રીઓના શિક્ષક પતિ.

જ્યાં લગી બાળ લગ્નની હાંસડી આપણે પહેરવી સરજત હશે, ત્યાં લગી પુરૂષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવું પડશે; અને એ શિક્ષણ માત્ર અક્ષરનું જ નહિ, ધીમે ધીમે રાજ્ય પ્રકરણી, સંસાર સુધારાના વિષયોમાં તેઓને પ્રવેશિત કરી શકાય છે. આ કરતાં અક્ષરજ્ઞાનની જરૂર જણાતી નથી. આવા પુરુષે પોતાનું સ્ત્રી પ્રત્યેનું વલણ ફેરવવું પડશે.

## સમાજસેવા.

સમાજસેવા જો ધમાલ આડંબર વિના કરવામાં આવે તોજ શોભી નીકળે; જમણા હાથે થતું કામ ડાબો હાથ ન જાણે, એવી રીતે કરેલી જ સેવા શ્રેષ્ઠ છે.

## માણસનો ખરો ધંધો.

માણસજાતનો ખરો ધંધો એજ છે કે તેણે પોતાનું ચારિત્ર્ય ઘડવું. કમાવાને અર્થે કંઇ શીખવુંજ પડે એવું નથી. જે માણસજાતિનો રસ્તો કદિ છોડતો નથી તે માણસ કદિ ભૂખે મરતો નથી, અને તેવો વખત આવ્યે તે ડરતો નથી.

## ખરી કેળવણી.

પરોપકાર કરવો, બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરાએ મોટાઇ ન માની લેવી એ ખરી કેળવણી છે.

## માંદાની સેવા.

માંદા માણસોની સેવા કરવી એના જેવો ઉત્તમ માર્ગ બીજો શો હોય ? ધર્મનો ઘણો સમાવેશ તેમાં થઇ જાય છે.

## સાધુસન્તો અને દેશસેવા.

હિંદુસ્તાન સારે નશીબે ધર્મબદ્ધ છે. એટલે દેશસેવામાં આ કાળે ધર્મની પરિસિમા છે એ ખ્યાલ ઉત્પન્ન થાય તો ધાર્મિક વૃત્તિવાળા માણુસો રાજકીય કામમાં વધુ સંખ્યામાં જોડાય. જે કાળે સાધુસન્તો આ પ્રકરણ હાથમાં લેશે, તે કાળે હિંદુસ્તાન ધાર્યા કાર્ય સહેલથી કરી શકશે, એવી મારી માન્યતા છે.

## રાષ્ટ્રની સેવા.

હું મારા કુટુંબની ભાગ્યેજ સેવા કરી શકતો હોઉં, તેવે વખતે આખા હિંદની સેવા કરવા બહાર પડવા વિચાર કરવો, એ મદ જ કહેવાય ! હું મારા કુટુંબને જ મારા પ્રયત્નનું લક્ષ્ય બનાવું, અને અને તેમ કરીને હું આખા રાષ્ટ્રની સેવા કરૂં છું, બલ્કે આખી માણુસજાતની સેવા કરૂં છું, તો તે વધારે સારૂં કહેવાય. આમાંજ નમ્રતા છે આમાંજ પ્રેમ છે.

## બ્રહ્મચર્ય અને દેશસેવા.

બ્રહ્મચર્ય એ મહાવ્રત છે. તે વિના મનની ગાંઠ સજ્જડ થનાર નથી અબ્રહ્મચર્યથી માણુસ અવીર્યવાન, બાયલો અને હીનો થાય છે. જેનું મન વિષયમાં ભમે છે, તેનાથી કશી દોડ થવાની નથી. આ વાત અગણિત દાખલાથી બતાવી શકાય છે. ત્યારે ઘરસંસારીએ શું કરવું—એ સવાલ ઉભો થાય છે. પણ તે ઉભો થવાની કશી જરૂર નથી. ઘરસંસારીએ સંગ કર્યો તે વિષય નથી એમ કોઇ કહી શકતું નથી. પ્રજાની ઉત્પત્તિને જ ખાતર સ્વસ્ત્રીસંગ કહ્યો છે, ત્યારે સત્યાગ્રહીને પ્રજોત્પત્તિની વાસના ન હોવી ઘટે. તેથી સંસારી છતાં તે બ્રહ્મચર્ય પાળી શકે છે. આ વાત વધારે સ્પષ્ટ કરીને લખવા જેવી

નથી. સ્રીનો શો વિચાર છે? કેમ એ બધું થાય? આ વિચારો ઉત્પન્ન થાય છે; છતાં જેને મહાકાર્યમાં ભાગ લેવો છે તેને એ સવાલનું નિરાકરણ કર્યાવિના છુટકોજ નથી.

## હિંદનુ ગૌરવ.

મારી માન્યતા છે કે પૂર્ણતાની પ્રાપ્તિ હિંદમાંજ અતિ સુગમ છે.

## ઉત્તમ રાજ્ય.

વખતે તમે જાણતા હશો કે હું કોઈ પણ પ્રકારનાં રાજ્યને પસંદ કરતો નથી; મેં અનેકવાર કહ્યું છે તેમ તેજ રાજ્ય સર્વોત્તમ છે કે જે ઓછામાં ઓછી સત્તા વાપરે છે; અને મને એમ જણાયું છે કે બ્રિટિશ સામ્રાજ્યમાંજ મારા ઉપર કમીમાં કમી સત્તા ચલાવવામાં આવશે, અને તેથી જ હું બ્રિટિશ સામ્રાજ્યપ્રતિ વફાદાર રહું છું.

## નિર્ભયતાની જરૂર.

હિંદના મારાં પર્યટન દરમ્યાન મને જણાયું છે કે હિંદ, શિક્ષિત હિંદ, નિર્બળ કરી નાખે એવા તાપમાં ઝકડાઇ ગયું છે... ...જાહેર બોલવા ટાણે આપણે જે વાતો ઉચ્ચારીએ છીએ તેમાં આપણે ખરેખર માનતા હોતા નથી.

મારૂં સ્વદેશાભિમાન મને એમ નથી શીખવતું કે મારે દેશી રાજા નીચે તો રૈયત જેમ છુંદાય તેમ છુંદાવા દેવી. મારામાં બળ હશે તો હું તો દેશીરાજાના જૂલ્મ સામે તેમજ ઇંગ્રેજી જુલ્મ સામે ઝૂંઝીશ.

**સ્વદેશાભિમાનની વ્યાખ્યા.**

સ્વદેશાભિમાન એટલે હું દેશનું હિત સમજું છું. જો દેશનું હિત ઇંગ્રેજને હાથે થતું હોય તો હું આજે ઇંગ્રેજને નમીશ.

**ખરૂં દેશાભિમાન.**

દ્વેષભાવથી પોષાતું દેશાભિમાન મારે છે; પરન્તુ પ્રેમભાવથી પોષાતું દેશાભિમાન તારે છે.

**ધર્મ અને પ્રજાનું ઐકય.**

હિંદુસ્તાનમાં ગમે તે ધર્મના માણુસ રહી શકે છે તેથી કંઇ તે એક પ્રજા મરનાર નથી. નવા માણુસો દાખલ થાવ તે પ્રજાભંગ નથી કરી શકતા. તેઓ પ્રજામાં મળી જાય છે. એમ થાય ત્યારે જ અમુક મૂલક એ પ્રજા ગણાય. તે મૂલકમાં બીજા માણુસોનો સમાસ કરવાનો ગુણ હોવો જોઇએ. તેવું હિંદુસ્તાન હતું અને છે.

**સ્વદેશી.**

આપણે સ્વરાજ્યનો રસ લઇ શકીએ તેના પહેલાં સ્વદેશી પ્રત્યે આપણને પ્રેમ તો ખરો પણ રાગ સુદ્ધાં થવો જોઇએ. આપણાં દરેક કાર્યમાં સ્વદેશીની છાપ નજરે પડવી જોઇએ.

**સ્વદેશી ભાવના.**

સ્વદેશી આપણામાં રહેલી તે ભાવના છે કે જે આપણને આપણી પાસેની પરિસ્થિતિનો ઉપયોગ કરવા અને તેની સેવા કરવા તથા દૂરની પરિસ્થિતિનો ત્યાગ કરવા પ્રેરે છે.

**અસંતોષ.**

મી. હ્યુમ કહેતા કે હિન્દુસ્તાનમાં અસંતોષ ફેલાવવાની જરૂર

છે. તે અસંતોષ બહુ ઉપયોગી વસ્તુ છે. જ્યાં સુધી માણસ પોતાની ચાલુ સ્થિતિમાં રાજી રહે ત્યાંસુધી તેને તેમાંથી નીકળવાનું સમજાવવું એ મુશ્કેલીની વાત છે. તેથી દરેક સુધારાની પૂર્વે અસંતોષ હોવો જ જોઇએ.

**સહિષ્ણુતા.**

તમને હિંદના ઉપકારની વાત સાંભળવી નથી ગમતી તે બતાવે છે કે હજુ તમારે સારૂ તો સ્વરાજ્ય છેટે છે. તમારા જેવા ઘણા હિન્દી હોય તો આપણે આઘા જઈ પાછા પડીએ.

**અરજીની મીમાંસા.**

બરોબરીઓ માણસ અરજી કરે તે તેના વિનયની નિશાની ગણાશે. ગુલામ અરજી કરે તે તેની ગુલામીની નિશાની છે. જે અરજીની પાછળ બળ છે તે બરોબરીઆની અરજી છે; અને તે પોતાની માગણી અરજી રૂપે જાહેર કરે તે તેની ખાનદાની બતાવે છે.

**બળ.**

બળ તે નિર્ભયતામાં રહેલું છે. શરીરમાં માંસના લોચા બહુ હોવામાં બળ નથી.

**કાયદા**

કાયદા આપણને પસંદ ન હોય તે પ્રમાણે આપણે ચાલવું એવું શિક્ષણ મરદાઇથી વિરૂદ્ધ છે, ધર્મવિરૂદ્ધ છે ને ગુલામીની હદ છે

**વર્તમાન પત્ર.**

છાપાનું કામ, લોકોની લાગણી જાણવી અને તેને પ્રકટ કરવી, એ એક છે; બીજું કામ લોકોમાં અમુક લાગણીઓ જરૂરની હોય

તે પેદા કરવી એ છે; ને ત્રીજું કામ લોકોમાં એબ હોય તો તે ગમે તેટલી મુશીબતો પડે તો પણ બેધડક થઇ બતાવવી.

**બહુમતીની પોકળતા.**

ઘણા માણસોએ કહ્યું તે થોડાએ કબુલ કરવું એ અનીશ્વરી વાર્તા છે, ને તે વહેમ છે. એવા દાખલા હજારો મળી આવશે જેમાં ઘણાંએ કહ્યું તે ખોટું હોય છે ને થોડાએ કહ્યું એજ સાચું હોય છે.

**સત્યાગ્રહીનાં લક્ષણ.**

અનુભવે જોઉં છું કે જે માણસ દેશહિતને કારણ સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ, ગરીબાઇ ધારણ કરવી જોઇએ, સત્યનું તો સેવન કરવું જ પડે, અને તેનામાં અભયતા આવવી જોઇએ.

**દોલતનું વિષ.**

પૈસો માણસને રાંક બનાવે છે. એવી બીજી વસ્તુ તે દુનીઆમાં વિષય છે. એ બન્ને વિષમય છે. તેનો દંશ સર્પના દંશ કરતાં ભૂડો છે. સર્પ કરડે ત્યારે દેહ લઇને છુટકો કરે છે. પૈસો અથવા વિષય કરડે છે ત્યારે દેહ, જીવ, મન, બધું લેતાં પણ છુટકારો થતો નથી.

**ધનિક.**

જેમ સરકાર તેમજ ધનિક, તેને તો સતાવીએ ત્યારેજ તે જાગૃત થાય છે. તેને સતાવવાનું એકજ સાધન છે તે તપશ્ચર્યા છે.

**સંપત્તિમાં નીતિની શિથિલતા.**

મને લગભગ બીન અપવાદ એવો અનુભવ થયો હતો કે જેની સંપત્તિ વિશેષ હતી, તેની નીતિ પણ તેના પ્રમાણમાં શિથિલ હતી.

આપણા દેશમાં પણ સંપત્તિના હોવાથી ખરા વિકાસને હાનિ પહોંચી છે.

## મોજ શોખજ વેઠ કરાવે છે.

આપણે જે વલખાં નાંખીએ છીએ તે શેર બાજરીના કે મુઠી ધાનના નહિ, પણ ખટ મધુરા સ્વાદ કરવાના; ટાઢ સહન થઇ શકવા પૂરતાં જેવાં તેવાં કપડાંના નહિ, પણ રેશમ કીનખાબના. જો આ લવરી મૂકી દઇએ તો કુટુંબનાં ભરણ પોષણની ચિંતા થોડીજ રહે છે.

## ગરીબાઇની મીઠાશ.

જગતને વધારે વિચારૂં છું તેમ તેમ વધારે સમજાય છે કે તવંગર થવા કરતાં ગરીબ રહેવામાં વધારે આશ્વાસન છે.

ગરીબાઇનાં રૂપો વધારે સુંદર અને વધારે મીઠાં છે.

## ખોટી ચિંતા એટલે અભિમાન.

જેને વિષે આપણે ઉપાય નથી શોધી શકતા તે સહન કરવું. તમે તમારૂં કર્તવ્ય કર્યે જશો એટલે તમને સંતોષ રહેશે. આપણે આપણી ફરજ બજાવતાં છતાં આખી દુનીઆ રોખાયા કરશે તેનું કેમ કરશું? તેનો વિચાર કરવો એ પણ અભિમાન ગણાય.

## ગુણદૃષ્ટિ.

દૃષ્ટિ કરતાં માણસોના ગુણ વિશેષ જુઓ દૃષ્ટિથી તો આપણે બધા ભર્યા જ છીએ. એટલે આપણે માણસોના ગુણ શોધી તેનું જ મનન કરવું.

**માન.**

જે માન આપતાં ન શીખ્યા તે માન લેવા પામતા નથી.

મોટેરાંનું માન ન રાખીએ તો પ્રજાનો નાશ થાય પણ મોટેરાં પોતાનું કર્તવ્ય ભૂલે તો પણ પ્રજાનો નાશ થાય. મોટાઇ, કેવળ ઉમરમાં નથી રહેતી, પણ મોટી ઉમર હોવાથી મળેલા અનુભવમાં જ્ઞાનમાં વૃદ્ધિ પામેલ ચતુરાઈમાં રહેલી છે. કેવળ ઉમરની પૂજા કોઇ કરતું નથી.

**વફાદારી.**

જૂલમી અમલની સામે થવામાં વફાદારી છે; આંધળા અમલને વશ થવામાં બેવફાઇ છે.

**મેળાવડા અને પરિષદો.**

મેળાવડા અને ભાષણો યોગ્ય સ્થાને અને યોગ્ય વખતે શોભી શકે છે. પણ માત્ર મેળાવડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી.

**સાર્વજનિક સંસ્થા.**

આપણી ઘણી ખરી બધી સંસ્થાઓ વિષે આપણે વણિકવૃત્તિ વિશેષે જોઇએ છીએ. આ વૃત્તિને ગૌણ રાખી ક્ષત્રિય ( સાહસિક ) વૃત્તિને, બ્રાહ્મણ ( દીર્ઘ દૃષ્ટિ ) વૃત્તિને, અને મુખ્યત્વે કરીને શુદ્ર ( સેવા ) વૃત્તિને પ્રધાનપદ આપવાની આવશ્યકતા છે.

**સાર્વજનિક સંસ્થા અને ધન.**

મારી તો ખાત્રી છે કે સારાં કાર્યોને સારૂ આ ગરીબ હિંદમાં પણ પૈસો મળી રહે છે. કાર્ય સારૂં છે એમ સાબીત કરવું એ કારભારીનું કામ છે.

**અનાથાશ્રમ.**

આ બાબતમાં આપણે મુક્તિફોજ પાસેથી બહુ શીખવાનું મળી આવે છે. તેઓ જે અનાથાશ્રમો ચલાવી રહ્યા છે તેને જીવ છે. આપણા ( આશ્રમો ) પ્રમાણમાં નિર્જીવ છે. તેઓએ હજારો બાળકોને આશ્રય આપ્યા છે ને તેઓને પરદ બનાવ્યા છે.

આશ્રમમાં આપણે મહાન રાષ્ટ્રીય પ્રયોગો કરી શકીએ છીએ. રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણે કેળવણી આપી શકીએ, ઉદ્યોગો શીખવીએ, ખેતી શીખવીએ; જે ધંધા નષ્ટ થતા જાય છે તેને બચાવી લઇએ, આવી વ્યવસ્થાને પરિણામે આજના અનાથ બાળકો તે કાલના પોતાના આશ્રમના શિક્ષકનો, કારીગરોનો નેતા બની શકે છે. આવાં અનાથાશ્રમમાંથી આપણે આપણા વાતાવરણને યોગ્ય એવું હિન્દ-રક્ષક લશ્કર ઉત્પન્ન કરી શકીએ છીએ.

**શુદ્ધ આનંદનું સ્થાન.**

જ્યાં નિર્દોષ બુદ્ધિ છે ત્યાં શુદ્ધ આનંદ છે.

**ખરો સુધારો.**

સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે. ફરજ બજાવવી તે નીતિ પાળવી એ છે. નીતિ પાળવી એ આપણા મનને તથા આપણી ઇંદ્રિયોને વશ રાખવી એ છે. એમ કરતાં આપણે આપણને ઓળખીએ છીએ, આ જ " સુ " એટલે સારો " ધારો " છે, તેથી જે વિરૂદ્ધ તે કુધારો છે.

**હાલનો સુધારો.**

મારો ખાસ અભિપ્રાય છે કે હિંદુસ્તાન અંગ્રેજથી નહિ, પણ આજકાલના સુધારા નીચે કચરાયેલું છે. તેની ઝડપમાં તે આવી ગયું છે.

## વિનાશનું મુળ સ્ખલન.

જ્યાં ઘણા લોકો વગર મોતે મરતા હોય ત્યાં ધર્મનો, કર્મનો, આચારનો અભાવ હોવાનો સંભવ છે.

## અંત્યંજ વર્ગ.

અત્યંજ વર્ગનો પ્રશ્ન ઓછી અગત્યનો નથી. હિંદુ સમાજમાં જે અધમ સ્થાને તેઓ પામ્યા છે તેમાંથી તેમનો ઉદ્ધાર કરવો એ હિંદુધર્મ ઉપરનું એક કાળું કલંક દૂર કરવા બરાબર છે.

હિંદુ ધર્મની વિકાળ અતિસ્પૃશ્યતાનો સચોટ દાખલો અંત્યજો તરફનું આપણું વર્તન છે.

## અસ્પર્શ્યતા અને સ્વરાજ્ય.

આ અસ્પર્શ્યતાના દોષમાંથી આપણે મુક્ત નથી થયા, ત્યાં લગી આપણે સ્વરાજ્ય ભોગવવા લાયક છીએ કે નહિ, એ મોટો પ્રશ્ન રહેશે. ગુલામના માલેકો જો સ્વરાજ ભોગવવા લાયક કહી શકાય તો આપણે ભલે હોઇ શકીએ.

અત્યારે હિંદુધર્મ ઉપર ભૂલી ન શકાય એવી આ એક કાળી ટીલી છે. તે કલંક અનાદિ કાળથી ઉતરી આવ્યું છે એમ માનવાને હું ના પાડું છું.

## શાસ્ત્રનો આધાર.

આપણા વર્તનનો બચાવ આપણે ન્યાયપૂર્વક ન કરી શકીએ તો શાસ્ત્રનો આધાર નિરર્થક છે. શાસ્ત્રો બુદ્ધિથી ને નીતિથી પર ન હોઇ શકે. જો બુદ્ધિ અને નીતિનો ત્યાગ કરવામાં આવે તો ગમે તે પાખંડનો ધર્મને નામે બચાવ થઇ શકે.

## આચાર અને વિચારનો ભેદ

હું બહુ મનન કરતાં જોઉં છું કે આપણી કેટલીક કહેવતો ને ચાલતી શીખામણો કેવળ ધર્મવિરૂદ્ધ છે. જેને સર્વોપરી પુસ્તક માનીએ છીએ તેને વ્યવહારમાં કોરે મૂકી દઇએ છીએ. જેટલું જોર મારામાં હોય તે બધું આવી રહેણી સામે અજમાવવાનો ઉદ્દેશ રાખ્યો છે.

## ધર્મ.

જ્યાં ધર્મ નથી ત્યાં વિદ્યા નથી, લક્ષ્મી નથી, આરોગ્ય નથી. ધર્મરહિત સ્થિતિ સર્વ શુષ્કતા છે, સર્વ શૂન્યતા છે.

## શત્રુને મ્હાત કરવાની ધર્મ્ય રીત.

શત્રુને મારીને રાજ્ય કરવું એ તુચ્છ ઇચ્છા છે. શત્રુને આપણા મતનો બનાવી તેને મિત્ર બનાવવો એ ધર્મ છે.

## ભયનું પરિણામ.

આપણે આજે નામર્દ છીએ તેનું કારણ આપણને પ્રહાર કરતાં આવડતું નથી, એ નથી; પરન્તુ આપણે મરતાં ડરીએ છીએ, એ છે. જે મરણની ભીતિથી ખરો કે ખોટો ભય આવતાં નાસી જાય છે, છતાં જે હરઘડી એમ ઇચ્છે છે કે બીજો કોઇ પુરૂષ ડરાવનાર પુરૂષનો નાશ કરી ભયને દૂર કરે, તે જૈનધર્મના પ્રચારક મહાવીરનો, કે બુદ્ધનો, કે વેદનો અનુયાયી હોઇ ન શકે.

## કાયાનો જુઠો મોહ.

એક લક્ષમાં લેવાનું નાના મોટાને બધાને રહ્યું છે તે એ કે, કાયાને આપણે રોકી નથી શકતા. તેથી તેને જતી કરી પરમાર્થમાં પરોવાઇ આત્મસિદ્ધિ કરવી.

**લગ્ન.**

દેશ કાળ વિચારતાં એમ માનું છું કે હાલ તો ઘણુંજ થોડા હિંદીએ પરણવાની જરૂર છે. પરણવાનો અર્થ પણ બહુ ઉંડો છે. વિષય ભોગવવાને ખાતર જે માણસ પરણે છે તે પશુ કરતાં પણ હીન છે......આમ વિચારતાં જે પ્રજા હાલ ઉત્પન્ન થાય છે તે વિષયની ઉત્પત્તિ છે. આથી જ પ્રજા હીન અને નાસ્તિક થાય છે તથા રહે છે.

**આત્મા.**

આત્મા કરતાં દેહ વહાલો ન થવો જોઇએ. જે આત્માને જાણે છે, તે દેહથી જુદો છે એમ જાણે છે. તે દેહની હિંસક રક્ષા નહિં કરે. આ બહુ અઘરૂં કામ છે. પણ જેના સંસ્કાર અતિ પવિત્ર છે, તે સહેજે સમજે છે ને તે પ્રમાણે કરે છે. દેશમાં રહી તે જ આત્મા સારૂં અથવા ખરાબ કરી શકે છે એ માન્યતા બહુ ભૂલભરેલી છે, ને તેવી માન્યતાથી દુનીઆમાં અઘોર પાપ થયાં છે ને થાય છે.

**કુશળ મોત.**

જેને હું કલ્યાણ માનું છું તે કરતાં કરતાં જીંદગાનો ભોગ આપવો પડે, તો બીજું કુશળ મોત કયું?

**મરણ.**

મરણપર્યંત મારાથી અઘટિત ન થાય એ ઇચ્છવું બસ છે. ને તેમ રખેને થઇ જાય તેની ચિંતા રાખવી ઘટે છે.

**વ્યાયામ.**

શરીર આત્માને રહેવાનું સ્થાન હોવાથી તીર્થક્ષેત્ર છે ને તેની [illegible] છે.

**સંગીત.**

સંગીતની અસર આપણી ઉપર બહુ થાય છે, એનો આપણને આખેહુબ ખ્યાલ નથી રહ્યો. નહિતો સંગીત આપણાં બાળકોને ગમે તેમ કરીને આપણે આપ્યું હોત. પ્રજા જાગૃતિને સારૂ સંગીતને સ્થાન હોવું જોઇએ.

**ડ્રિલ.**

જો કોઇ પણ પાશ્ચાત્ય વસ્તુની નકલ કરવી યોગ્ય હોય તો 'ડ્રિલ'ની નકલ કરવા જેવું છે, એમ મને લાગે છે એક મિત્ર ટીકા કરેલ કે આપણને ચાલતાં આવડતું જ નથી. અને એકઠા થઇને ગીતસર ચાલવાની તો મુદ્દલ ખબર નથી. આવી ડ્રિલનો કેવળ લડાઇમાં જ ઉપયોગ છે એવું કાંઇ નથી. ઘણા પરોપકારી કામોમાં ડ્રિલનો ભારે ઉપયોગ થઇ શકે છે.

**રાષ્ટ્રીય કેળવણી.**

સ્વરાજ્ય આજે મળો કે કાલે—રાષ્ટ્રીય કેળવણી વિના તે નિભવાનું નથી.

રાષ્ટ્રીય કેળવણીમાં (૧) શિક્ષણ માતૃભાષા દ્વારા હોય, (૨) શિક્ષણ વચ્ચે ને ઘરસંસાર વચ્ચે એકતા અથવા અનુસંધાન હોય, (૩) શિક્ષણ પ્રજાના મોટા સમુહની હાજતો પુરી પાડનારૂં હોય, (૪) શિક્ષકો પ્રથમ તો શ્રેણીને સારૂ તો જરૂર ચારિત્રવાન હોય, (૫) શિક્ષણ મફત હોય. (૬) શિક્ષણ ઉપર પ્રજાનો પુરો અંકુશ હોય.

**વિદ્યા.**

વિદ્યા ધર્મ વડે જ શોભે છે; સત્ય એ પોતેજ ધર્મ છે અને એને શોભાવવા બીજાની જરૂર પડતી નથી. પણ વિદ્યા એટલે

રજ્ઞાન હોય તો તેમાં શોભા રહેતી નથી, કારણ કે એ તો માત્ર સાધન રૂપ છે.

**કેળવણી.**

કેળવણી એક એવી વસ્તુ છે કે જેને માટે એકલા પૈસાનો નહિ પણ શરીરનોયે ભોગ આપવો પડે છે.

**આત્મજ્ઞાન.**

અક્ષરજ્ઞાન મેળવ્યા વિના આત્મજ્ઞાન તદ્દન શક્ય છે.

**કેળવણી.**

કેળવણીને આજીવિકાનું દ્વાર ગણવું એ મારી અલ્પમતિ પ્રમાણે તુચ્છ વૃત્તિ છે. આજીવિકાનું દ્વાર–સાધન શરીર છે.

**શિક્ષણનું કાર્ય.**

વિદ્યાનું દાન પ્રધાન અને આજીવિકા ગૌણ. જો આટલું પરિવર્તન થાય તો તેટલે દરજ્જે અને માત્ર તેટલે જ દરજ્જે હિંદી પ્રજા કાંઇક મેળવશે.

**કેળવણીનો આદર્શ.**

જો ખરા સદ્દગુણોનું અનુકરણ તમે કરો, સદ્દગુણમય તમારૂં જીવન બની જાય, તો કેળવણીનો મારો આદર્શ તમે પૂર્ણ કર્યો છે. આ ગુણોથી સજ્જ થઇ તમે આલમના કોઇ પણ ખુણે–ખોચરે તમારૂં ગુજરાન મેળવી શકશો, અને આત્મજ્ઞાન–ઇશ્વરજ્ઞાન મેળવવાને રસ્તે ચઢી શકશો.

**શિક્ષણ.**

શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ, પરંતુ ચારિત્ર્યની ખીલવણી

—ધર્મ ભાવનાનું ભાન—એ મત મારા સઘળા પ્રકારના વાંચનથી મજબૂત થાય છે.

**ખરો અભ્યાસ.**

જે માણસ પોતાની ફરજ બજાવે છે તે સદાય અભ્યાસ કરે છે.

સારી રહેણી રહેતાં શીખવું એ અભ્યાસ છે, બાકી બધું મિથ્યાભ્યાસ છે.

**શિક્ષક.**

પ્રાથમિક શાળાના શિક્ષકો પોતાની શક્તિ ઉપરાંત પરિણામ બતાવી શકે છે, એ આપણી ભવ્ય સભ્યતાનું ફળ છે એમ હું માનું છું.

**કૉલેજની ખર્ચાળ વ્યવસ્થા.**

મારી માન્યતા છે કે કૉલેજો, હાઇસ્કૂલ વગેરેના શણગારોમાં આ ગરીબ દેશથી ન સહન થઇ શકે એવું ખર્ચ કરવામા આવે છે. તેને બદલે જો પ્રાથમિક કેળવણી, સૃષ્ટિસૌન્દર્યનો કંઇ પણ ખ્યાલ રહેતો હોય અને આરોગ્યની સંભાળ રહેતી હોય એવી જગ્યાએ સુશિક્ષિત, પીઢ અને નીતિમાન શિક્ષકો મારફત આપવામાં આવે તો થોડી મુદતે આપણે ઘણા મહત્ત્વનાં પરિણામો જોઇ શકીએ.

**ક્ષત્રિત્વ કેળવણી.**

આપણી કેળવણીમાં ક્ષત્રિયકળાને સ્થાન નથી. મને પોતાને તે દુઃખની વાત નથી. મેં તો અનાયાસે પ્રાપ્ત થયેલું સુખ માની લીધું છે. પણ પ્રજાને હથીયાર વાપરતાં શીખવું છે. જેને શીખવું હોય તેને પ્રસંગ મળવો જોઇએ. પણ તે તો કેળવણી ક્રમમાં વિસરાઇ ગયેલું જ જણાયું છે.

**ભાષાની શકિત.**

ભાષાઓ તે લોકોના ચારિત્ર્યનું પ્રતિબિંબ છે. દક્ષિણ આફ્રિકાના સીધી લોકોની ભાષા જાણનાર તેઓના રીતરિવાજ વગેરેનું જ્ઞાન મેળવી લે છે. ગુણ કર્મ પ્રમાણે ભાષા બંધાય છે. જે ભાષામાં વીર્ય, સત્ય, દયા આદિ લક્ષણ નહિ હોય તે ભાષામાં વીર, દયાવાન અને સત્યવાદી પુરૂષો નહિ થાય એમ આપણે બેધડકપણે કહી શકીશું; પણ કોઇનું દીધું નથી ચડતું પણ પોતામાં હોય તો કટાઇ ગયેલું છતાં કાટનું આવરણ ઉતર્યે પ્રસરી નીકળે છે. આપણે ઘણા કાળ દાસત્વ ભોગવ્યું છે, તેથી આપણામાં વિનયની અતિશયતા સૂચવનારા શબ્દોનો ભંડાર ઘણો વધારે જોવામાં આવે છે.

**માતૃભાષા.**

આપણી શાળાઓ અને વિદ્યાલયો આપણને માતૃભાષાદ્વારા શિક્ષણ આપતી ન થાય ત્યાં સુધી આપણે જંપીને બેસવું નહિ.

માતૃભાષાનો નિરાદર માતાના નિરાદર સમાન છે. જે માતૃભાષાનો નિરાદર કરે છે ને સ્વદેશભક્ત' કહેવાવાને લાયક નથી

**અંગ્રેજી ભાષાનો અભ્યાસ.**

જેમ જેમ આપણો ઈંગ્રેજી અભ્યાસ વધે છે તેમ તેમ આપણે પ્રજાને ભૂલતા જઇએ છીએ ને તેમને સમજાવવાની શક્તિ ઓછી થતી જાય છે.

મને ઇંગ્રેજી ભાષાનો દ્વેષ નથી. તેમાં અખુટ ભંડાર ભર્યો છે. તે રાજભાષા છે; જ્ઞાનદ્રવ્યથી ભરેલી છે, પણ બધા હિન્દીઓને તે શીખવાની જરૂર નથી એવી મારી માન્યતા છે.

ઇંગ્રેજી ભાષા રાખવાની જરૂર છે એવી માન્યતાયે લીધે આપણે ગુલામ બની રહ્યા છીએ. આપણે ખરી દેશસેવા માટે નાલાયક જ

થયા છીએ. આમ માનવાની ટેવ આપણને ન પડી હોત તો આપણે સહજ સમજી શકત કે ઈંગ્રેજી ભાષા શિક્ષણનું વાહન હોવાને લીધે આપણી બુદ્ધિ ( સૂતકી ) અસ્પર્શ થઇ ગઇ છે. આપણે જનસમૂહથી નીરાળા પડી ગયા છીએ. આપણા દેશના મહા સુંદર મગજ પાંજરામાં પૂરાઇ રહ્યાં છે.

## ડીગ્રીનો મોહ.

આપણને ડીગ્રીનો ભારે મોહ છે. ઉત્તીર્ણ થવા ઉપર આપણા જીવનનો આધાર રાખીએ છીએ. આખી પ્રજાને નુકશાન થાય છે. ડીગ્રી એ સરકારી નોકરીઆત વર્ગનેજ કામની છે, એ આપણે ભૂલી જઇએ છીએ. પણ પ્રજાની ઇમારત કંઇ નોકરીઆત વર્ગપર ચણવાની નથી.

## પશ્ચિમની કેળવણી.

જેઓ પશ્ચિમની કેળવણી પામ્યા છે, ને તેના પાસમાં જે આવ્યા છે તે જ ગુલામીમાં ઘેરાયા છે.

## ઇતિહાસની કીંમત.

તવારિખમાં ન જોયું હોય તે ન બને એમ માનવું એ હીણપણ છે. જે વાત આપણી અક્કલમાં આવી શકે તે આપણે છેવટે અજમાવવી તો ઘટે જ છે.

## વિદ્યાર્થી.

વિદ્યાર્થીઓએ પક્ષાપક્ષથી દૂર રહેવું જોઇએ. તટસ્થ રહીને પ્રજાના બધા આગેવાનો તરફ પૂજ્ય ભાવ રાખવાની આવશ્યકતા છે. આગેવાનોના ગુણદોષની સરખામણી કરવાનું પણ તેનું કાર્ય નથી વિદ્યાર્થી તો ગુણગ્રાહી જ છે. તે ગુણની પૂજા કરે છે.

## વિદ્યાર્થી અને રાજનીતિ.

વિદ્યાર્થીવર્ગ આપણા દેશની રાજનીતિના વિષયો ઉપર જાહેર સભાઓમાં ભાષણો આપે એ મારે મન તો પ્રજાની પ્રગતિનું ખાસ સારૂં ચિહ્ન નથી; પરંતુ તેથી એમ નથી સમજવાનું કે તમારે તમારા વિદ્યાર્થી જીવન દરમ્યાન રાજનીતિનો અભ્યાસ ન કરવો. રાજનીતિ એ આપણા જીવનનું એક અંગ છે. આપણે આપણી રાષ્ટ્રીય સંસ્થાઓ સમજવી જોઇએ; આપણે આપણી રાષ્ટ્રીય પ્રગતિ અને તે બધી બાબતો જાણવી જોઇએ.

### વિદ્યાર્થી અને પોષક તત્વ.

આજે તો આમ થાય છે; રાજકીય જીવનનો ઘણો ભાગ વિદ્યાર્થીજીવનમાં જ હોય છે; જ્યારથી વિદ્યાર્થીઓ કૉલેજ છોડી જાય છે અને વિદ્યાર્થી મટી જાય છે, ત્યારથી તેઓ અન્ધકારમાં પડી જાય છે, અને તેઓ કંગાળ અને તુચ્છ પગારની નોકરી શોધે છે. તેઓની અભિલાષાઓ વધારે ઉંચી જઇ શકતી નથી; ઇશ્વર વિષે તેઓ કંઇ જાણતા નથી; તેઓને પોષક તત્વની–સ્વતંત્રતાની માહિતી હોતી નથી.

### માબાપની ફરજ.

આપણે આપણાં છોકરાંઓને ખોરાક કે વસ્ત્ર આપવાની આપણી ફરજ સમજીએ છીએ તેવી જ રીતે કેળવણી આપવી તે પણ પ્રત્યેક માબાપની ફરજ સમજવાની છે.

### ખરૂં સ્વરાજ્ય.

આપણે આપણી ઉપર રાજ્ય ભોગવીએ તેજ સ્વરાજ્ય છે, અને એ સ્વરાજ્ય આપણી હથેલીમાં છે.

### સ્વરાજ.

બેમાંથી ( સત્યાગ્રહ અને શસ્ત્રક્રિયા ) એક વિના સ્વરાજ્યનો

કે લોકોની જાગૃતિનો સંભવ નથી. ક્રિયા વિના મળેલું 'સ્વરાજ્ય' સ્વરાજ નહિ હોય. લોકોની ઉપર એવા સ્વરાજની અસર કંઇ જ ન થઈ શકે. પોતાનું બળ અનુભવ્યા વિના કદિ જાગૃતિ થવાની જ નથી. આગેવાન ગમે તે કહે, સરકાર ગમે તેમ મથે, છતાં જો તેઓ અને આપણે બધા સત્યાગ્રહને પ્રધાનપદ ન આપીએ તો શસ્ત્રક્રિયાનું જોર તેની મેળે જ વધશે.

સત્યનો ત્યાગ કરવાથી હિંદુસ્તાનને સ્વરાજ મળતું હોય તો તે નકામું છે. તેમાં છેવટે પ્રજાનો નાશજ છે.

## બાહ્ય અને આંતરિક પ્રવૃત્તિનો મેળ.

આપણી ચળવળ એવડી હોવી જોઇએ. સરકારને અરજીઓ ભલે કરાય, વડી ધારાસભામાં ભલે હક્ક મંગાય, પણ આ કાર્યો કરતાં લોકજાગૃતિને સારૂ આંતરિક ચળવળની વધારે અગત્ય છે. બાહ્ય પ્રવૃત્તિમાં દંભ, સ્વાર્થ વિગેરે દાખલ થવાનો સંભવ છે. આંતરિક પ્રવૃત્તિમાં તેમ થવાનો ઘણો ઓછો સંભવ છે. આંતરિક પ્રવૃત્તિ વિના બાહ્ય પ્રવૃત્તિ શોભશે નહિ, એટલું જ નહિ પણ તે નિરર્થક જવાનો સંભવ છે.

## ભૂલ કરવામાં રહેલાં સુધારણા.

જેને ભૂલ કરવાનો હક્ક નથી તે કદિ સુધારો કરી શકવાના નથી.

ભૂલ કરવાની છૂટ અને તે સુધારવાની સત્તા એજ સ્વરાજની વ્યાખ્યા છે.

## એકાગ્રતા.

એક કામ પૂરૂં ન થયું હોય ત્યાં સુધી તેને માટે જ જીવવું અને તેને માટે જ મરવું એ મારો સિદ્ધાન્ત છે.

### ન્યાયવૃત્તિ.

આપણી સ્વતંત્રતા આપણે ચહાતા હોઇએ તો બીજાની છીનવી લેવાનો આપણને અધિકાર નથી.

### ઇંગ્રેજ પ્રજા.

ઇંગ્રેજ પ્રજા સાહસિક છે, તેનામાં ધાર્મિક વૃત્તિ રહેલી છે, તેનામાં પોતાને વિષે અડગ શ્રદ્ધા છે; તે વીરોની પ્રજા છે, તે સ્વતંત્રતા સાધે છે, પણ તેનામાં વ્યાપારવૃત્તિ પ્રધાનપદ ભોગવે છે. લક્ષ્મી સંપાદન કરતાં હંમેશાં સાધનની યોગ્યતા અયોગ્યતા વિષે તેણે વિચાર નથી કર્યો.

ઇંગ્રેજ પ્રજામાં રાજ કરવાની શક્તિ છે, એ કેવળ તેના પશુબળથી જ નથી. તેનામાં કળા છે, કૌશલ્ય છે, દીર્ઘ દૃષ્ટિ છે, ચતુરાઇ છે, ડહાપણ છે.

ઇંગ્રેજ પ્રજાએ ઘણાં પુણ્ય કાર્યો કર્યાં છે, તેને સારુ પ્રભુ તેનું ભલું કરો ! પણ અંગ્રેજ પ્રજાને નામે ઇંગ્રેજી અધિકારીઓએ હિન્દુસ્તાનને શસ્ત્રરહિત કરી જે અઘોર પાપ કર્યું છે તે જો હજુ અધિકારી વર્ગ નહિ ચેતે તો તેનાં બધાં પુણ્યને ધોઈ નાંખશે.

### બ્રિટિશ સામ્રાજ્ય.

બ્રિટિશ સામ્રાજ્યના જે અમુક આદર્શો છે તેને હું ચાહું છું, અને તેમાંનો એક આદર્શ આ છે કે બ્રિટિશ સામ્રાજ્યની દરેક પ્રજા પોતાની શક્તિનો ઉપયોગ, પોતાની પ્રતિષ્ઠાનું રક્ષણ, અને પોતાના અન્તઃકરણને અનુકુળ આચરણ કરવામાં પૂરેપુરી છૂટ ભોગવે. મને લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્ય માટે આમ કહેવું વ્યાજબી છે; પરંતુ બીજા કોઇ રાજ્ય માટે તેમ કહી શકાય નહિ.

**ખરૂં હિંદુસ્તાન.**

જ્યારે હિંદુસ્તાન ઇંગ્રેજી બનશે ત્યારે તે હિન્દુસ્તાન નહિ કહેવાય; પણ ખરેખરૂં ઇંગ્લીશસ્થાન કહેવાશે.

જો હિન્દુસ્તાન અંગ્રેજ પ્રજાની નકલ કરે તો હિન્દુસ્તાન પાયમાલ થઇ જાય એમ મારો તો ખાસ વિચાર છે.

**હિંદ અને ઇંગ્લાંડનો સંબંધ.**

ઇંગ્લાંડે પોતાની નીતિ જાહેર કરી છે કે હિંદીઓના હિત માટે જ તે હિંદને સંભાળે છે.

મ્હેં કેટલાક સિદ્ધાંતો મારા જીવનમાં ગોઠવ્યા છે ને તેને અમલમાં મૂકેલા છે તેથી મને જે સુખ મળ્યું છે તે મેં બીજામાં નથી જોયું. + + એ સિદ્ધાંતો હિંદને આપી મારા સુખનો અનુભવ હિંદને કરાવવાની મને ભારે અભિલાષા છે.

સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય.

આદર્શને વળગવા જઇએ છીએ તેમ તે વેગળો જતો દેખાય છે, પણ આપણે વધારે વેગે ધસવું એ જ પુરૂષાર્થ છે.

હિંદનો આર્થિક ઉદ્ધાર સ્વદેશીમાં જ છે. સ્વદેશીમાં ધર્મનાં મૂળ છે. ધર્મનો ત્યાગ કરીને કોઇ પ્રજા ઉન્નતિ પામી નથી.

ખેડુત ભયભીત રહેશે, કરજના બોજા તળે કચરાએલા રહેશે, તેઓનાં શરીર રોગી હશે તો હું હિંદુસ્તાનનો નાશ જ જોઉં છું.

સ્ત્રીઓના વિના ધર્મની રક્ષા કોણ કરે ? સ્ત્રીઓ અજ્ઞાન અને મૂઢ દશામાં રહે, સ્ત્રીઓને હિંદુસ્તાનની દશાની ખબર ન હોય તો ભવિષ્યની પ્રજાની શી વલે થાય ?

પ્રેમ અજ્ઞાનની સાંકળોને તોડી શકે છે એવો નીતિ અનુભવ કોને નથી થયો?

ધર્મ વિના કોઈ પણ પ્રજા ખરી રીતે આગળ ન વધી શકે એમ હું માનું છું.

હું વર્ણાશ્રમને અસ્પર્શ્યતાની ભાવના સાથે બીલકુલ જોડી દેવા માંગતો જ નથી. + ગમે તેની સાથે ભાણા વહેવાર કે બેટી વહેવાર રાખવા આપણે બંધાયલા નથી.

હિંદુ અને મુસલમાન, આપણે બન્ને એક જ છીએ. એક બીજાના સુખ-દુઃખના સાથી છીએ.

સ્વદેશીનો સંપૂર્ણતાએ અંગીકાર કર્યા વિના આપણે કદી આપણી આર્થિક સ્વતંત્રતા મેળવવાના નથી, અને આપણી કંગાલીઅત દૂર કરી શકવાના નથી.

હું જે વસ્તુને માનું તેનો અમલ કરવાનો મારો સ્વભાવ પડી ગયો છે.

સ્વદેશી એટલે સર્વ હિંદીએ હિંદુસ્તાનમાં પેદા થતી ચીજોનો જ ઉપયોગ કરવો.

સ્વદેશીની ઉન્નતિ કરવી હોય તો આપણે બધા સ્વદેશી કાપડ જ વાપરવાનું વ્રત લઈએ.

દરેક સ્ત્રી પોતાના બચતા વખતમાં સુતર કાંતવાનો ધર્મ સમજે તો પ્રજાને સુતર રૂને દામે પડે.

દરેક પુરૂષ પોતાના ફાજલ પડા સમયમાં સુતર વણે તો પ્રજાને કાપડ રૂને દામે પડે.

કાંતવાનું શીખતાં અઠવાડીયું લાગે. વણવાનું શીખતાં આઠ અઠવાડીયાં લાગે.

કાંતવું એ આપણો પુરાતન ખાનદાની ધંધો ગણાયો છે. તેમાં રાણીઓ સુદ્ધાં જોડાએલી રહેતી.

ખેડૂતોની દિનપ્રતિદિન દુઃખી હાલત થતી મટાડવાને સારૂ તેમને મદદગાર ધંધો આપવો જ જોઇએ.

ઘણી ગરીબ બ્હેનો સ્વતંત્ર ધંધાને અભાવે અત્યાચારનો ભોગ થઇ પડે છે.

આળસ એટલે નવરા બેસવું.

હિંદુસ્તાન કંગાલ છે. તેઓમાંના ઘણાને એક જ ટંક ખાવાનું મળે છે.

ગરીબોના શ્રાપથી પ્રજાઓ નાશ પામી છે. રાજાઓ પોતાના મુગટ ખોઈ બેઠા છે, અને ધનાઢ્ય ભીખારી થયા છે.

કર્મ કોઇને મૂકતું નથી અને મૂકનાર નથી. ગરીબોની કૃપાથી રાજા–પ્રજા તરી ગયા છે.

મ્હારી ઉપર શુદ્ધ પ્રેમ બતાવવાનો સરલ કાયદો તો એ જ છે કે મારૂં જે કાર્ય, મારી જે સેવા જેને પસંદ પડયાં હોય તે તેઓ કરતા થઇ જાય.

હું સત્યને જ શોધતો, સત્ય આચરતો, અને સત્યનું જ ચિંતવન કરતો મરવા ઇચ્છું છું.

વિવાહ–ધાર્મિક ક્રિયા છે, પ્રેમ એકજ વખત પરણી શકે છે.

વિધવા પૂજ્ય છે. તેનો તિરસ્કાર એ પાપ છે.

+ + કજોડાં અને બાળલગ્ન પાપરૂપ જ ગણવાં જોઇએ.

સ્વદેશીનો ત્યાગ એ આપણી કંગાલ હાલતનું એક સબળ કારણ છે. તેના પુનઃ સ્વીકારમાં આપણી આબાદીનાં મૂળ રહેલાં છે.

માણસ પોતાની મઢીમાં બેઠો બેઠો કાંઇ સદ્વિચાર કરે તો

પણ સારી રીતે વખત ગાળી શકે છે. વખતની કિંમત ગણુતાં શીખશું તો જ અમેરિકા, જાપાન અને યુરોપ સાથે હરીફાઇ કરી શકશું.

આપણા દેશના ત્રિવિધ તાપનું જ્ઞાન હોય તેમણે તે હોલવવા પ્રયત્ન કરવો જોઇએ,

પ્રજાના નેતા તે પ્રજાના સેવક છે. સેવકને કાંઇ પૂજા ન જોઇએ.

હિંદુસ્તાનના સાડા સાત લાખ ગામડાંમાં વસતા વણુકરો અને ખેડૂતોની સ્થિતિ પાયમાલીની હોય ત્યાં સુધી હિંદુસ્તાન આબાદ છે એમ કહી શકાય જ નહિ.

સ્વદેશી એ દેશની કામધેનુ છે. સત્યયુગને ફરી દેશમાં પ્રવર્તાવવાનો ઉપાય છે.

જો "જંગલ" જવું હોયતો ગામથી એક માઇલ દૂર જવું.

આપણે બદલો લઇને કોઇને મદદ કરીએ તેમાં રસ કે સાર નથી હોતો.

ફરજને બદલો હોય જ નહિ.

દેશના ઉદ્ધારને સારૂ દેશ ઉપર પ્રીતિ, દેશને અર્થે ઉદ્યોગ એટલે ધર્મ જાગૃતિ સિવાય કશાની જરૂર નથી. દરેકે પોતાનો આજનો ધર્મ સમજી તે આચરવો.

સત્ય વિના નિર્દોષતા સંભવે જ નહિ. સત્યનું આચરણ એજ મુક્તિનું દ્વાર છે.

સત્ય વિના નિર્ભયતા નથી ને સ્વદેશી વિના અર્થ લાભ નથી.

સ્વદેશી એ સનાતન સિદ્ધાંત છે તેનો ત્યાગ કરી માણસે જાતે અપાર દુઃખ વહોરી લીધું છે.

એક જ વ્યક્તિ સ્વદેશીનું પાલન કરે તેથી દેશને એટલા પૂરતો પણ લાભ થાય છે.

અન્યાયથી પીડાતો માણુસ સ્હેજ પણ અવસર મળતાં અનર્થ કરવા લલચાય એ બનવા જોગ છે.

અન્યાયનું સ્વરૂપ જ્યારે ઉગ્ર હોય ત્યારે સહાય આપવાનું બંધ કરવું એ આપણો ધર્મ છે.

શરીર સાજું તો મન તાજું. એ આત્માનું એક સૂત્ર છે.

હું સ્વદેશનો ચુસ્ત ભક્ત છું. કારણ કે એમાં વિકાસનો નિયમ જોવામાં આવે છે.

સ્વદેશી ધર્મનું સ્હેજ પાલન પણ મનુષ્યોને મહા દુઃખમાંથી ઉગારે છે.

સંસાર સાધુઓ માટે નથી એમ કહેવામાં માનસિક મંદતા જણાઇ આવે છે.

પુરૂષાર્થ કરવો એ સર્વ ધર્મનો ઉપદેશ છે અને પુરૂષાર્થ એ સાધુ–ખરેખરા ગૃહસ્થ-થવાના વિષમ પ્રયાસ સિવાય બીજું કાંઇ જ નથી.

ખરી નીતિ તો " **शठं प्रत्यपि सत्यम्** " એ જ છે.

સખ્ત શિક્ષામાંથી છૂટવું હોય તો આપણે ક્રોધનો બદલો ક્રોધથી નહિ પણ મૃદુતાથીજ વાળવો જોઇએ, આ નિયમ વૈરાગીઓ માટે નહિ પરંતુ ખસુસ કરીને સંસારીઓ માટે જ છે.

મારફાડ કરીને હક્કો મેળવવાનો રસ્તો સહેલો તો જણાય છે પણ આખરે તે અઘરો થઇ પડે છે, જેઓ તલવાર વાપરે છે તેઓ તલવારથી જ મરે છે.

મજુરોને પોતાના બળનું પૂરૂં ભાન આવે ત્યારે મજુરો માલીક કરતાં વધારે અન્યાય કરે.

મજુરમાં જો માલીક જેટલું જ્ઞાન આવી જાય તો મજુરની શરતે જ કામ કરવું પડે.

માલીકો કેવળ પૈસાના બળ ઉપર ઝુઝતા નથી. તેમનામાં અક્કલ, કળા વગેરે રહ્યાં જ છે.

મજુરો પોતાની સંખ્યા અથવા તો પોતાના બાહુબળ ઉપર એટલે મારફાડ ઉપર આધાર રાખે તો તેઓ આપઘાત કરશે ને તેઓ દેશના ઉદ્યોગોને નુકસાન પહોંચાડશે.

જો તેઓ (મજુરો) કેવળ ન્યાય ઉપર ઉભી ન્યાય મેળવવા દુઃખ જ સહન કરશે તો તેઓ હમેશાં જય મેળવશે. એટલું જ નહિ પણ માલીકોને સુધારશે, ઉદ્યોગો વધારશે અને માલીક મજુર બન્ને એક કુટુંબના થઇ જશે.

ખાદીની વપરાશ એ સ્વદેશીનો પાયો છે. ખાદીની ખપતમાં જ લાખો ગરીબ માણસો પોતાને ઘેર બેઠાં પ્રમાણિકપણે આજીવિકા મેળવવાની શક્તિ ધરાવી શકે છે.

જે જે ઉપયોગમાં આપણે ખાદી લઇ શકીએ તે તે ઉપયોગમાં ખાદી જ લેવી. મનમાં ખાદી વાપરવાની ખંત રાખવાથી તેનો સદુપયોગ મળી રહેશે.

ધાર્મિકભાવના વિનાના મનુષ્ય નિરર્થક જીવે છે.

બળિદાન આપવાની તૈયારી કરીને પ્રજા ચડી શકશે. વેર વાળવાની તૈયારીઓ કરીને નહિ ચડાય.

જો દ્રઢતાની સાથે નમ્રતાનું મેળવણ હશે તો જીતની મને ખાતરી છે. જો ગુસ્સો, દ્વેષ, તિરસ્કાર અને છેવટે ખુનામરકીનું

સામ્રાજ્ય થાય તો પરિણામે હાર જ મળે.

આખી દુનિયાની સાથે મિત્રભાવે રહેવું એ મારો ઉદ્દેશ છે. અન્યાયની સામે પૂર જોરથી લડતાં છતાં સંપૂર્ણ પ્રેમભાવ રાખી શકાય એ મારો દૃઢ નિશ્ચય છે.

આપણે ધીમાશથી વધવું જોઇએ કે જેથી સખત તાપને સમયે પણ આપણે આપણી પોતાની ઉપરનો કાબુ છોડી ન દઇએ.

અહંકારી ( માણસ ) પોતાની અહંતાના સાધનો એકાએક બીજાને નથી સોંપતો.

શુદ્ધ સાધનો વાપરનારો તકદીર ઉપર હાથ મૂકી શકે પણ મેલાં સાધન વાપરનારાને તેમ કરવાનો અધિકાર જ નથી.

શુદ્ધ અપવાસથી શરીર, મન અને આત્માની શુદ્ધિ થાય છે. અપવાસથી દેહને કષ્ટ થાય છે અને એટલે દરજ્જે આત્મા મુક્ત થાય છે.

શુદ્ધ હૃદયની પ્રાર્થનામાં ચમત્કાર રહેલો છે. એ દ્વારા આત્મા પોતાની વધારે ને વધારે શુદ્ધિ માટે ઝંખ્યા કરે છે.

ગાયત્રીનો હાલ જે પ્રમાણે ઉપયોગ કરવામાં આવે છે અને રોગીનો રોગ કાઢવાને સારૂ ગાયત્રીનો જે જપ કરવામાં આવે છે તેથી અમારા અર્થને પુષ્ટિ મળે છે.

પ્રજાના સંકટ સમયે દીન હૃદયે તન્મયતાથી અને સમજપૂર્વક જો ગાયત્રીનો જપ કરવામાં આવે તો સંકટને વિખેરી નાંખવાને માટે એના જેવું એક પણ સબળ શસ્ત્ર નથી.

ગાયત્રીનો જપ કરવો, નિમાજ પઢવી કે પ્રાર્થના કરવી એ બધું તો અજ્ઞાન અને ભોળા લોકોને માટે છે અને એ એમના વહેમ છે એમ માનવું એ મોટામાં મોટી ભૂલ છે.

અપવાસની સાથે શુદ્ધ વિચારોનું સેવન થાય, અને અધમ વાસનાઓની સામે ટક્કર ઝીલવા સંકલ્પ થાય ત્યારે જ અપવાસ ખરો કહેવાય. મનુષ્યે તેની સાથે તન્મય થઇ જવું જોઇએ.

મન દશે દિશામાં ભટકતું હોય ત્યારે પ્રભુના નામના મણકા ફેરવવા નકામા છે.

પ્રજા તેમ જ વ્યક્તિના જીવનવિકાસમાં જૂના સમય થયાં પ્રાર્થનાએ અતિ મહત્વનો ભાગ ભજવ્યો છે.

જો મારે વિશ્વાત્માને ઓળખવો હોય તો અંતરાત્માને ઓળખવો પડશે. **आत्मैव आत्मनो बंधु ।**

જો આપણે બધા સત્ય અને અહિંસાના સનાતન સિદ્ધાન્તાનુસાર આપણું જીવન ગાળતા થઇશું તો શાંત કે બીજી કોઈ જાતના કોઇ અવરોધની આપણને જરૂર નહિ રહે.

આપણું કામ પ્રભુને ઓળખવાનું છે. એ મારા જેવા મજૂરનો વિચાર. પ્રભુને ઓળખવાનું ભૂલી જઇને આપણે પૈસાની પૂજા કરતા થયા. સ્વાર્થ સાધતા થયા.

આપણી પ્રજા સત્ય લખતી, સત્ય બોલતી અને સત્ય આચરતી થાય એ મારી અંતઃકરણની પ્રાર્થના છે.

આખું વિદ્યાર્થીજીવન નિર્દોષ હોવું જોઇએ. વિદ્યાર્થીજીવનમા રાગદ્વેષાદિને અવકાશ ન હોવો જોઇએ.

આપણે ઉદ્ધતાઈ, અવિનય અને કઠોરતાથી તો બચી જવું જોઇએ.

જ્યાં જ્યાં સત્ય, દઢતા, બહાદુરી, નિર્દોષતા ઇત્યાદિ સ્થાયી ગુણો જોવામાં આવે છે તેનું સ્મરણ કાયમ કરવું એ જ પ્રજાનું કર્તવ્ય છે. એમાં જ પ્રજાની ઉન્નતિ છે.

દ્વેષ કરવાથી દ્વેષી પોતાને નુકશાન કરે છે, એમાં શક નથી.

ભૂલ સુધારવાનો પહેલો માર્ગ, ભૂલને ઓળખવી ને તેથી શરમાવું એ છે. ઢાંકી રાખવાથી તેની પૂરી ઓળખ થતી નથી. ને ભૂલેલો માણસ શરમ છોડી ઉદ્ધત બને છે ને ભૂલના ખાડામાં ઉંડો ઉતરે છે.

શરીરમાં થએલા ગુમડાને જેમ કાપ્યે કે ફાડગે જ છુટકો છે તેમ ભૂલને પણ ઉઘાડી પાડયે જ છુટકો છે.

મારી પદ્ધતિમાં અન્યાયનો વિરોધ એટલે સુધી આવે છે કે જો અન્યાયી ન સુધરે તો તે ત્યાજ્ય છે. પછી ભલે તે સગો બાપ હોય. જો તેનો ત્યાગ ન કરીએ તો તેના અન્યાયમાં આપણે ભાગીદાર બનીએ છીએ.

અન્યાય એ એક મોટી ભૂલ છે.

અવગુણ ઉપર ગુણ કરે તે જ જ્ઞાની છે એમ શામળ ભટે આપણને શીખવ્યું છે. શત્રુમિત્ર પ્રત્યે સમભાવ રાખવાનું ગીતાજી શીખવે છે.

સ્વતંત્ર રીતે પોતાના દોષ નીરખીને તે દૂર કરવા એ દરેક સ્ત્રી પુરૂષનું કર્તવ્ય છે.

જેને પોતાના સત્ય ઉપર વિશ્વાસ છે તે તો સમુદ્ર જેટલી ધીરજ રાખે.

જે માણસ ઘણી લાલચને વખતે લાલચોથી દૂર રહી શકે તે જ જીત્યો કહેવાય તેમ ગુસ્સો કરવાનો ભારે પ્રસંગ આવ્યા છતાં પણ જે ગુસ્સાને રોકી શકે છે તેણે જ તેને જીત્યો કહેવાય.

દારૂ બીડીનું વ્યસન છોડી મજૂરોએ બચેલો પૈસો પોતાની અને કુટુંબની કેળવણીમાં વાપરવો જોઇએ. જુગાર ગપ્પાં વગેરે બંધ

કરી બચેલો વખત ( વિદ્યા ) શીખવામાં ગાળવો જોઇએ.

( જો મિલ માલિકો ) મજુરોને સારૂ સ્વચ્છ દૂધ, નાસ્તા વિગેરેની દુકાનો કાઢે, વાંચનશાળા સ્થાપે, તેઓને સારૂ નિર્દોષ રમતો યોજે તો સહેજે મજુરો વ્યસનોમાંથી નીકળી જાય.

મજુરો પોતાનાં છોકરાંને નિશાળોમાંથી બચાવી લઇ મજુરીએ ચઢાવે છે એ તો અધમ હાલત જ ગણાય. કોઇ સારી ગણાતી પ્રજા પોતાનાં છોકરાંનો આવો દુરૂપયોગ નથી જ કરતી.

કમતીમાં કમતી ૧૬ વર્ષ સુધી તો ( મજુરોએ ) છોકરાંઓને ભણાવવાં જ જોઇએ.

જ્યાં ધણીધણીઆણી બન્નેને આજીવિકાને સારૂ મજૂરી કરવી પડે છે ત્યાં પ્રજા છેવટ કંગાલ બને છે.

નીતિની કેળવણી એટલે ધર્મનું ભાન થવું. જેને ધર્મ ઉપર આસ્થા બેઠી છે, જે તેના સ્વરૂપને સમજે છે તેની સાથે જગત એકંદરે કજીઓ કરતું નથી.

જે સાચું બોલી નથી જાણતો એતો ખોટો સિક્કો છે. તેની કિંમત જ નથી,

જે પરને પીડા કરે છે. પારકાનો દ્વેષ કરે છે, તેને નુકશાન કરે છે એ માણુસ જગતમાં રહેવાને લાયક નથી.

આખા જગત્ પ્રત્યે પ્રેમ રાખતાં શીખવું તેમાં ઇશ્વરની ઓળખ છે. જ્યાં પ્રેમ છે ત્યાં જ ક્ષેમ છે. જ્યાં વેર છે ત્યાં નાશ છે.

વિષયો માત્રને અંકુશમાં રાખી શકે એ જ પોતાને ઓળખી શકે છે.

જે માણુસ પોતાના વિષયોને રોકે છે તે જ બ્રહ્મચારી, તે જ ઇમાનદાર, તે જ ખરો હિંદુ, તે જ ખરો મુસલમાન.

કાને ભુંડી વાતો સાંભળવી, એબવાળાં ગાયનો સાંભળવાં એ વિષય કર્યો ગણાય.

જે પોતાની બધી ઇન્દ્રિયોને રોકી કાબૂમાં રાખી શકે છે તે જ પુરૂષ મર્દ ગણાય.

જે પુરૂષ પોતાની ઇન્દ્રિયોને કાબૂમાં રાખી સીધે માર્ગે દોરી જાય છે, તે ઠેકાણે પહોંચવા લાયક બને છે. તે જ સ્વર્ગનો કે જગતનો અધિકારી બને છે. તે જ મોક્ષાર્થી કે ખુદાની પહેચાન કરનારો બની શકે છે.

સ્વરાજ વહેલામાં વહેલું મેળવવાની આવી સ્વદેશીમાં, હિંદુ મુસલમાનની એકતામાં, હિંદુસ્તાનની રાષ્ટ્રીય ભાષા તરીકેના પ્રચારમાં રહેલી છે.

હિંદુ મુસલમાનો વચ્ચે એકતા ન હોય ત્યાં સુધી સ્વરાજ સ્વપ્નવત્ માનું છું.

આપણે જેઓ હિંદુસ્તાનના વતની કહેવાઇને મગરૂરી માનીએ છીએ તેમનો ધર્મ છે કે હિંદુસ્તાનનું એક પણ અંગ સૂકાઇ જાય તો આપણને દુઃખ થવું જોઇએ.

પુરૂષોએ પુનર્વિવાહ નહિ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

બાળલગ્ન બંધ કરવાં જોઇએ.

વિધવાઓને સારૂ શિક્ષણ અને ધંધાનો સુંદર પ્રબંધ થવો જોઇએ.

જેને જે જે વખતે જે પુણ્ય કર્મ લાગે તેણે તે જ વખતે તે આચરવું એવો ઈશ્વરી કાયદો છે.

એક બીજા એક બીજાની રાહ જોઇને બેસે છે તેમાં ઘણા સુધારા અટકી પડે છે.

પાપકર્મ કરતાં વિચારવું, જોષ જોવરાવવો, હજારોની સલાહ લેવી ને છેવટે પણ ન જ કરવું.

પુણ્યકર્મ કરતાં રાહ જોવી એ ઇશ્વરના ગુન્હેગાર બનવા જેવું છે, છતાં આપણું વર્તન ઉલટું જ હોય છે. પાપકર્મ કરતાં ડરતા નથી. પુણ્યકર્મ કરવા સારૂ પરિષદોની રાહ જોઇએ છીએ.

મુએલાંની પાછળ રોવાની આપણા ધર્મમાં મનાઇ છે. બીજા ધર્મમાં તો રોતા જ નથી.

જ્યાં સ્વાર્થ અને પરમાર્થ સાથે રહી શકે છે ત્યાં સુંદરમાં સુંદર પરિણામો આવ્યાં છે.

જે કન્યાએ વિવેકી કેળવણી લીધી છે તેને સંયમ પાળવામાં કશીએ મુશ્કેલી નથી હોતી એવું મેં અનુભવ્યું છે.

ચારિત્રવાન પુરૂષ આપણને ગમે ત્યાં હશે ત્યાં શોભાવશે. તેની ભૂલો સહન કરવા જેવી હશે.

જો ખાદીની ઉપયોગિતા અને પવિત્રતાની બૂઝ જાણતાં આપણે શીખી શકીશું તો થોડા સમયમાં લાખો રૂપિયા ગરીબોના ઘરમાં જતા કરીશું.

વૈધવ્ય એ હિંદુધર્મની શોભા છે.

અખંડિત પતિવ્રતનો અર્થ એ જ હોઈ શકે કે એક વખતે જેને જ્ઞાનપૂર્વક પતિ ગણ્યો અને જાણ્યો તેનો દેહપાત થતાં પણ તેનું જ સ્મરણ રાખીને સંતોષ વાળવો એટલું જ નહિ પણ તે સ્મરણમાં આનંદ માનવો. એ જ રીતે હિંદુસ્તાનની હજારો વિધવા આચરણ કરીને પ્રાતઃસ્મરણીય બની છે.

વિધવા વિવાહની હીલચાલમાં પણ હું તો પુરૂષનું જાણે અજાણ્યે સ્વાર્થીપણું જોઉં છું. વિધવાને પરણતી કરી મૂકીને પુરૂષ

પોતાની શરમ ભૂલી જવા ઇચ્છે છે.

જો વિધવાના વૈધવ્યનું દુઃખ પુરૂષ માનતો હોય તો પોતે અખંડ પત્નીવ્રત પાળીને એ દુઃખ વિસરાવી શકે.

સુશિક્ષિત ખાનદાન કુટુંબના ગણાતા પુરૂષો પણ કજોડાં કરતાં ઘરભંગ થતાં તુરત પરણવામાં જરાયે લજ્જિત નથી થતા.

તિરસ્કાર કે દોષદર્શન એ બધાં રોગનાં—નબળાઇનાં લક્ષણ છે. નબળો બધે નબળાઈ જ જુએ છે. દુષ્ટ બધાને દુષ્ટ જ માને છે.

એક પણ વસ્તુ ઇશ્વરની ઇચ્છા વિના કરી શકાતી નથી.

ઇશ્વર એ એવું પરમ મહાન તત્વ છે, કે જેને આધીન રહીને આપણે વર્તવું જ પડે છે તેની સામે આપણો સત્યાગ્રહ કે દુરાગ્રહ કાંઇ જ ચાલતો નથી.

મારા જેવા પામરને અહંકાર શું ? અભિમાન શું ? તે સર્વવ્યાપી છે. તે સર્વજ્ઞ છે. તે બધું જાણે છે.

આપણું એક જ કર્ત્તવ્ય હોઈ શકે. પ્રભુનું નામ લેવું. સુતાં, બેસતાં, જમતાં પ્રત્યેક ક્રિયા કરતાં કરતાં પ્રભુનું જ નામ લેવું. આપણા શાસ્ત્રોમાં અને ભજનોમાં એમ જ લખેલું છે.

દુનિયામાં તમારૂં આવ્યું સાર્થક કરી તમે ચાલ્યા જવા ઇચ્છતા હો તો તમારા દરેક કાર્યની અંદર ઇશ્વરને સાક્ષી રાખજો.

દરેક કાર્ય કરતાં પહેલાં તમારી જાતને પૂછજો કે આ કાર્ય ઇશ્વરને ગમે એવું છે કે નહિ ? જો એને ગમે એવું એ કાર્ય નથી એવો તમને જવાબ મળે તો તેનો તમે ત્યાગ કરજો.

જો મજુરોએ પોતાની સ્થિતિમાં સારા બનવું હોય, પોતાના શેઠની પ્રીતિ સંપાદન કરવી હોય તો તેમણે પ્રમાણિક બનવું જોઇએ. પોતાનાં વ્યસનોને છોડવાં જોઇએ. ઉપયોગી બનવું જોઇએ. વિવેક વાપરવો જોઇએ.

વિવેક એટલે હુકમ ઉઠાવતાં આવડવું જોઇએ. અદબથી બોલતાં આવડવું જોઇએ.

ભૂખ્યાનું પેટ ભરવું ને નાગાને ઢાંકવા પછી જ આપણે ખાઇયે પહેરીયે તેમાં દયા ધર્મનો સમાવેશ થઈ જાય છે.

જ્યાં લગી આપણે સ્વાર્થ છોડી પરમાર્થ ગ્રહણ નથી કર્યો, આપભોગ કરતાં નથી આવડયો, સાચનો જ આશ્રય નથી લીધો, બીક છોડી હિંમત ગ્રહણ નથી કરી, દંભ નથી છોડયો ને અજ્ઞાનનો ત્યાગ નથી કર્યો ત્યાં લગી દેશની ખરી ઉન્નતિ થવાનીજ નથી.

જે સ્ત્રીને પોતાપણાનું ભાન આવ્યું છે તેનું સ્ત્રીત્વ તેના આત્મબળ વડે શોભે છે.

સીતા, દ્રૌપદી આદિ સ્ત્રીઓએ પોતાનો પ્રભાવ દુષ્ટો પર પાડયાનું આપણને શાસ્ત્રો શીખવે છે.

જેમ હાથીનું શરીરબળ મનુષ્યના બુદ્ધિબળ આગળ કામ નથી કરતું તેમ મનુષ્યના એટલે સ્ત્રીપુરૂષ ઉભયના આત્મબળ આગળ મનુષ્યનું બુદ્ધિબળ અને શરીરબળ તૃણવત્ થઇ જાય છે.

એક બાલિકા જેનો આત્મા ઉજ્વલ છે, જેને તેનું ભાન થયું છે તે સાડા છ ફુટ લાંબા ઉદ્ધત ઇંગ્રેજની સમક્ષ ઉભી રહી તેને મહાત કરી શકે છે.

હું ઇચ્છું છું કે: હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાને અબળા માની પોતાની પ્રજાનું રક્ષણ કરવાનો અધિકાર નહિ તજે. જે સ્ત્રીજાતિયે હનુમાન આદિ વીરોને પેદા કર્યા છે તે સ્ત્રીને અબળા કહેવામાં અજ્ઞાન રહ્યું છે.

આ જમાનો કેવળ શારીરબળનો છે એવી ભ્રમણામાં પડી આપણે મુંઝાયા કરીએ છીએ.

ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી આપણે કોઇના શરીરબળથી ન જ ડરવું.

શરીરબળીયો વધારેમાં વધારે આપણા શરીરનો નાશ કરવાની સત્તા ધરાવે છે. તે શરીર વિષે આપણે નિડર બનીએ ત્યારે આપણે સિંહ છીએ, એટલે બળ રાક્ષસી શરીર મેળવવામાં નથી પણ મનની મજબૂતીમાં, આત્માની ઓળખમાં, મોતની નિડરતામાં રહેલું છે.

શાસ્ત્રો કહે છે કેઃ ક્રોધને વશીભૂત થનાર નાશને નોતરે છે. દુઃખનું તેમ સુખનું–શ્રેયનું–મૂળ પણ આપણામાં જ રહેલું છે.

આપણે આપણા આત્મબળને ઓળખતાં શીખીશું. ત્યારે આપણને ક્રોધ કેળવવાનું કારણ નહિ રહે.

" આત્મા જ આપણો બંધુ છે અને આત્મા જ આપણો રિપુ છે. " એ ગીતાવચન છે.

જેની આપણે પૂજા કરતા હોઇએ તેના સદ્‌ગુણોનું અનુકરણ કરવું એજ ખરી પૂજા છે.

પ્રજા શરીર દુર્બળ બન્યું છે. તેને સબળ કરવાનો, લોકજાગૃતિ કરવાનો એક માત્ર ઉપાય રાષ્ટ્રીય કેળવણી છે.

ગૌરક્ષા મને અતિ પ્રિય છે.

હિંદુધર્મનું મોટામાં મોટું બાહ્યસ્વરૂપ શું એમ જો મને કોઇ પૂછે તો હું ગૌરક્ષા સૂચવું.

એ ( ગૌરક્ષાના ) ધર્મને આપણે ભૂલ્યા છીએ એમ મને વર્ષો થયાં દેખાયું છે.

આપણી પાંજરાપોળોની દશા જુઓ ! વ્યવસ્થાપકોની ઉદારતાને વિષે મને માન છે, પણ તેમની વ્યવસ્થાને વિષે મને ઘણું ઓછું માન છે.

પાંજરાપોળમાં હું આદર્શ ગાય બળદને જોવાની આશા રાખું છું.

પાંજરાપોળ શહેરોની મધ્યમાં ન હોય પણ મોટાં ખેતરોમાં હોવી જોઇએ. તેમાં અઢળક પૈસા ખર્ચાવાને બદલે તેમાંથી અઢળક પૈસો પેદા થવો જોઇએ.

(દેશી) રાજાઓ ઇંગ્રેજી પરોણાની માવજત કરતાં તેમનો ખાસ ધર્મ ભૂલી જઇ ગોમાંસ આપતાં પણ અચકાતા નથી. (મ્હારી શક્તિ હોય, મને વખત હોય તો) તેમને આ અધર્માચરણમાંથી મુક્ત થવા વીનવું ને શરમાવું.

જે માણસ ફરજ બજાવે છે તેને ઇચ્છે કે ન ઇચ્છે છતાં ફળ મળે છે.

જે મિત્રતા બદલો માગે તે મિત્રતા નથી. તે તો વ્યાપાર છે.

મને મનુષ્યસ્વભાવ ઉપર ભરોસો છે. ખાનદાનીનો બદલો ખાનદાની જ મળે એવો ઇશ્વરી ન્યાય છે.

જ્યારે આપણા હેતુ મિશ્રિત હોય ત્યારે જ આપણે પ્રતિકૂળ પરિણામો અનુભવીએ છીએ.

સમાપ્ત.

